# GE 6 – Information on Satpanth.org is wrong and List of Pirana Kakas / સતપંથ વેબ સાઈટ પર ખોટી માહિતી છે અને પીરાણાના કાકાઓની યાદી



30-Aug-2010
——— Forwarded message ———-
From: Prakash Patel, prakashpatel1008@gmail.com
Date: 2010/8/29
Subject: Re: [RP Group] Fwd: OE 15 – Whole Nava Vaas (Ravapar) village embraces Sanatan Dharm / આખા નવા-વાસ (રવાપર) ગામ ના લોકોએ સતપંથ ત્યાગીને સનાતન ધર્મ અપનાવ્યો
To: realpatidar@googlegroups.com

નિતેશભાઈ રામ રામ

જયારે નવી સમાજની સ્થાપના કરી ત્યારે પણ પીરાણામાં એક સમાજ ચાલતીજ હતી પરંતુ એ સમાજમાં રહેવાથી સમસ્ત કડવાપાટીદારની ઓળખ મુમના તરીકે થવા લાગી એટલેજ સદંતર પીરાણા છોડીને આજની આ સમાજની સ્થાપના કરવામાં આવી હવે તમે અમને ચેલેન્જ કરો છો કે સતપથીઓંથી અલગ થઈને સમાજ રચી બતાઓ તો મને તમને પૂછવાનું મન થાય છે કે જે પચાસ વરસ પહેલા આ સમાજની સ્થાપના કરી તે શુંતમારા કહેવાતા પીર ઈમામુદીને(આજના ઈમામાંમ્સાહ મહારાજ)સ્થાપના કરી છે? આ સમાજનો પચાચ વરસથી ના ગાદીપતિ વહીવટ ચલાવેછે ?આ તમારી ચેલેન્જ નો જવાબ છે. રહી બીજી વાત તો મેં મુમના કીધાતા.હવે તમોજ તમને મુસલમાન સાબિત કરવાનું કહોછો પરંતુ તમોને મુસલમાનો એની જમાતમાં ભેળવસે નહિ.કારણકે સતપઓંની કોઈ પણ પૂજા ફરમાનજી બિસમિલ્લા હર્રેહેમાન નાર્રેહીમ સતગોર પાત્ર બ્રમા ઇન્દ્ર ઈમામાંસાહ આદ વીસનું નિરંજન નરઅલી મહમંદસાહા તમારી દોવા .આ કહેવાતા મંત્રથી પૂજા શરુ થાય અને સતગોર ઈમામસાહા નરઅલી મહમદસાહા હક લાએલાહા ઇલ્લલ્લાહો મહમદદુર રસુલીલ્લાહે .આ કહેવાતા મંત્ર વગર પૂજા પૂરી ન થાય. આ કહેવાતા મંત્રો હિન્દુના કયા શાસ્ત્રોના છે? કે કુરાનના છે? ના આ મંત્રો નથી હિન્દુના સાસ્ત્રોના અને નથી કુરાનના આ તો મંત્રો છે તમારા કહેવાતા

ભગવાન,સદગુરૂ,ઇષ્ટદેવના દિમાગની ઉપજ છે તમને ખાત્રી ન થતી હોય તો તમે જેને સંકારચાર્ય કહોછો તે હંસ્દેવાનાદ્જીને પૂછી જોજો.હવે પાછુ એમ ન કહેતાકે તમારા વડીલોને સૈઇદોએ તેનાં મંત્રો આપી દીધા હતા હવે આ મંત્રોને કાઢીને આમોએ ઓંમ પરમક્રપાળુ પરમાત્માની આજ્ઞાથી આદરૂં છુ. ઓમ નમો શ્રી સતગુરુ પાત્ર બ્રહ્મા ઇન્દ્ર ઈમામસાહ આધ વીસનું નીરજન નિષ્કલકી નારાયણ તમારી આસીસે.આવા સુધારા કરી નાખ્યા છે



સત્પનથી ભાઈઓ મને સમજણ નથી પડતી કે તમો માનોછો ઈમામુદીનને (ઈમામસાહ)તો તેનાજ બનાવેલા સાસ્ત્રોને બદલી નાખ્યા? બીજું સત્પ્ન્થીઓની વેબ સાઇટમાં ગાદીપતિઓના નામ (૧) સાણાકાકા (૨) સામજીકાકા (૩) કરસનકાકા (૪) સામજીકાકા (૫) રૈયાકાકા (૬) રામજીકાકા (૭) નથુકાકા (૮) ભુલાકાકા (૯) પ્રાગજીકાકા(૧૦) નાથાકાકા (૧૧) દીપકાકા (૧૨) મનજીકાકા (૧૩) નથુકાકા (૧૪) નાગજીકાકા (૧૫) સામજીકાકા (૧૬) પેથાકાકા (૧૭) નથુકાકા (૧૮) કરમશીકાકા (૧૯) લક્ષમનકાકા (૨૦) રામજીકાકા (૨૧) સવજીકાકા (૨૨) કરસનકાકા (૨૩) નાનકદાસકાકા, હવે લેખક કે.એલ.પટેલ કલકતાવાળાએ તેમના પુસ્તક પચમવેદ ના પુષ્ઠ ન.૨૦ ઉપર જે લખેલ છે તે પ્રમાણે (૧) સાણાકાકા (૨) શેરમહમદ (૩) અબ્દુલા (૪) ઈબ્રાહીમ (૫) રહીમ (૬) કરીમમહમદ (૭) સામદ (૮) હસન (૯) રહીમ (૧૦) રાજેમહમદ (૧૧) નુરમહમદ (૧૨) ભુલા (૧૩)પોચા (૧૪) પ્રાગજી (૧૫) નથુ (૧૬) દીપા (૧૭) નાનજી (૧૮) નથુ (૧૯) નાનજી (૨૦) સામજી (૨૧) નથુ (૨૨)પેથા (૨૩) નથુ (૨૪) કરમશી (૨૫) લક્ષમન (૨૬) રામજી (૨૭) સવજી (૨૮) કરસનકાકા, આ પુસ્તક નાનક્દાસ ગાદીએ બેઠા તેનાથી પહેલા પ્રગટ કરેલ છે, આ તમારી વેબ સાઈટમાં અને તમારા લેખકની વાત એક થતી નથી. હવે તમારી વેબ સાઈટ ઉપર તમો પ્રાગજીકાકાનો સવંત ૧૭૦૭ થી ૧૭૩૧ નોસમય જણાવોછો પરંતુ ઇતિહાસ જોશો તો ખબર પડશેકે પ્રાગજીકાકા અને વલીમીયા સવંત ૧૮૩૨ માં નખત્રાણા આવેલ અને ચે,ચોરી,વહીવંચા,ભટ્ અને બ્રામ્હણને બંધ કર્યા અને તમને સચાઈની ખરાઈ કરવી હોય તો થોડીક મહેનત કરસોતો ૧૮૩૨ નખત્રાણાના ઠરાવની નકલ મળી જશે.આના પરથી ખબર પડેછે કે તમે વેબ પર મુકેલ માહિતી ખોટી અને હિન્દુ દેખાળવા માટેની છે.તમારી વેબમાં સૈઇદોના નામજ બદલી નાખેલ છે.સૈઇદો સત્પન્થીઓંના ગુરૂ હતા તે કહેવામાં તમોને સરમ આવે છે?.અને તમો અમોને ચેલેન્જ કરોછો કે અમને યાની સત્પન્થીઓંને મુસલમાન સાબિત કરી બતાઓ, જુઓ હું તમને ફરીવાર ચેલેન્જ કરૂં છુ કે તમો અમારાથી અલગ થઈને બે વરસ રહી દેખાડો પછી ખબર પડશે કે તમારી ઓંળખ શું થાય છે, પુરવાર કરવું નહિ પડે દુધનું દુધ પાણીનું પાણી થઇ જશે, હવે આનાથી વધારે

ખુલાસાની જરૂરત હોય એવું મને નથી લાગતું, ઉન્ગતો હોય તેને જગાડી શકાય પરતું સુવાનો દોળ કરીને સુતો હોય તેને કેમેય જગાડી શકાય નહિ,



ભલે નિતેશભાઈ રામ રામ,

Download / Print / View full article, with attachments [Best Option]:
~~http://www.box.net/shared/u1sqjm4v9z~~

https://archive.org/details/rpge006